સંક્રમણ પછી આશરે ત્રણ ચાર દિવસે અને સાયન સંક્રમણ પછી આશરે ૧૯-૨૦ દિવસે આવે છે.

**અયનાંશ:**—નિરયન ગણનાનું આરંભસ્થાન જે નિઃશર રેવતી યોગતારા (ઝીટાપિશિયમ), તેનાથી સાયન મેષ સંપાત સુધીનું ક્રાન્તિવૃત્તીય અંશાદિ અંતર. એ અયનાંશ સૂર્યસિદ્ધાંત પ્રમાણે અને બીજા સિદ્ધાન્તકારના મત પ્રમાણે ૨૭ અંશથી વધારે કદી પણ થતાં નથી. કારણ તે સંપાતની પૂર્ણ પ્રદક્ષિણા માનતા નથી. નિઃશર રેવતી યોગતારાથી પૂર્વ અને પશ્ચિમ તરફ ૨૭ અંશ સુધી સંપાત જાય એમ તે માને છે. પરંતુ અર્વાચીન શાસ્ત્રવેત્તાઓના મત પ્રમાણે સંપાતની પૂર્ણ પ્રદક્ષિણા થાય છે એવું સિદ્ધ થયેલું છે.

**શૂન્યાયનાંશઃ**—શ્રીમત ગણેશ દૈવજ્ઞના મત પ્રમાણે શકે ૪૪૪ માં સંપાત રેવતી યોગતારા ઉપર હતો અને તેની ગતિ દરસાલ ૬૦ વિકળા તેમણે ગણેલી છે. રાજમૃગાંક, કરણપ્રકાશ, કરણકુતુહલ એ ગ્રંથોમાં શકે ૪૪૫ માં સંપાત ઝીટાપિશિયમ પર હતો એમ કહેલું છે. ભાસ્વતીકરણગ્રંથમાં શકે ૪૫૦ ના વર્ષે, દ્વિતીય આર્યસિદ્ધાંતમાં શકે ૫૨૭ ના વર્ષે અને પરાશરના મતે શકે ૫૩૨ ના વર્ષે સંપાત રેવતી ઉપર હતો. સંપાત રેવતી ઉપર આવે, ત્યારે જ શૂન્ય અયનાંશ આવે. કેટલાક ગ્રંથકાર અયનાંશનું લક્ષણ એવું આપે છે, કે ગ્રંથાગત રવિ અને પ્રત્યક્ષ વેધથી આવેલો, સૂર્ય એ બેની વચ્ચે જે અંતર તે અયનાંશ આ એ દોષ છે, કે ગ્રંથગત રવિ જો ભુલ ભરેલો હોય તો અયનાંશમાં ભુલ આવે. જો પ્રથમજ ગ્રંથગત રવિમાં કેટલી ભૂલ આવશે તે નકકી કરી રાખ્યું હોય, તો માત્ર તે લક્ષણ ઉપયોગી થઈ પડે. કારણ ત્યારે જ તેનો શરૂઆતમાં આપેલા લક્ષણ સાથે મેળ બેસે.

**ભારતીય જ્યોતિષ ગ્રંથગત અને શુદ્ધ અયનાંશ**—પાશ્ચાત્ય ગણિતથી જોતાં શકે ૪૯૬ ની સાલમાં સંપાત રેવતી યોગતારા ઉપર હતો એમ જણાય છે. તેજ પ્રમાણે પાશ્ચાત્ય શોધ ઉપરથી સંપાત ગતિ આશરે ૫૦,૨ વિકલા છે. પ્રાચીન લોકોએ ૬૦ વિકલા લીધી છે. તેમાં દરસાલ ૯.૮ વિકલાનો ફરક પડે છે. આ ભૂલ ભરેલી ગતિને લીધે શકે ૪૯૬ થી દરસાલ મેષ સંક્રાંતિમાં ૯,૮ વિકળાની ભૂલ પડતી આવે છે. પ્રાચીન મત પ્રમાણે શકે ૧૮૪૦ ની સાલમાં ૧૮૪૦-૪૪૪-૧૩૯૬ ગતવર્ષો થયાં ત્યારે દરસાલ ૬૦ વિકળા એટલે એક કળા સંપાતગતિ લઇએ, તો તે સાલમાં ૧૩૯૬ કળા એટલે ૬૩ અંશ ૧૬ કળા જેટલા અયનાંશ આવે. પણ આધુનિક શોધ પ્રમાણે અયનગતિ દરસાલ ૫૦,૨ વિકળા લેતાં શકે ૧૮૪૦-૪૯૬=૧૩૪૪ એ ગતવર્ષો ઉપરથી શકે ૧૮૪૦ માં અયનાંશ ૧૮ અંશ ૪૪ કળા આવે છે. તેથી પ્રાચીન અયનાંશ ૨૩° ૧૫' અર્વાચીન અયનાંશ ૧૮° ૪૪'=૪° ૩૨' એટલું અંતર શકે ૧૮૪૦ ની સાલમાં હોવાથી પ્રાચીન સંક્રાંતિ અને નિરયન ગ્રહ ૪° ૩૨' અંતરે હોય છે. એ પ્રમાણે આજ સુધી થતી આવેલી ભૂલ દુર કરાય, તોજ હવેનાં પંચાંગ શુદ્ધ નિકળે. સાંગલી સંમેલનમાંનાં ઠરાવ અનુસાર આજ જે ટિળક પંચાંગ પ્રસિદ્ધ થાય છે, તેમાં એ ભૂલ સુધારી લીધી છે.

**અયનગતિના જ્ઞાનનો આગમઃ**—યુરોપખંડમાં સંપાતગતિનો એટલે જેનાથી અયનાંશ લઈ શકાય છે. તે અયનગતિનો શોધ, પ્રથમ હિપાર્કસે ઇ. પુ. ૧૨૫ ના આશરે કર્યો. તેણે પોતાનો વેધ, અને પોતાની પહેલાં થઈ ગએલાં (આશરે ૧૭૦ વર્ષ પૂર્વે) ટેમોકેરીએ કરેલો વેધ, એ બેના ઉપરથી આ શોધ કરેલો છે. તેની પછી આશરે ૩૦૦ વર્ષે ટાલમીએ સંપાતને ગતિ હોય છે, એવી વાત નિશ્ચયપુર્વક જણાવી. તેના ગ્રંથ 'સિંટાકસ' ના સાતમા ભાગમાં આ વાતનું વિવેચન છે. તે કહે છે કે હિપાર્કસના વખતથી આજ સુધી ૨૬૧ વર્ષે તારાનો ભોગ ૨° ૪૦' વધેલો છે. આ ઉપરથી ૧૦૦ વર્ષે એક અંશ એટલે વર્ષે ૩૬ વિકલા સંપાતગતિ તેણે ઠરાવેલી. ટાયકોબ્રાહી એ સંપાતની વાર્ષિક ગતિ ૫૧ વિકળા ઠરાવી હતી. અને પછી લાબાડીએ ૫૦૫ વિકળા અને ડિલાંબરે ૧૦.૧ ઠરાવેલી હતી. આપણા પ્રાચીન ગ્રંથોમાં જેવી રીતે વાર્ષિક સંપાત જુદા જુદા આપેલા છે. તેજ પ્રમાણે ઉપરની ગતિઓ પણ ભિન્ન ભિન્ન છે. આરબ લોકોમાં આલબરૂની નામે પ્રખ્યાત જ્યોતિષી થઈ ગયો તેણે ૬૬ વર્ષમાં એક અંશ એટલે દરવર્ષ આશરે ૫૫.૫ વિકલા સંપાતગતિ ઠરાવેલી છે, તે સૂર્ય સિદ્ધાન્ત સાથે ઘણી મળતી આવે છે. હાલમાં પાશ્ચાત્યોએ સંપાતગતિ ૫૦.૨ વિકલા નકકી કરેલી છે. પ્રાચીન ભારતીય ગ્રંથકારો પ્રમાણે આરબ જ્યોતિષીઓ પણ સંપાતની પૂર્વ પશ્ચિમ આંદોલન ગતિ માનતા હતા.

**અચીન ઉદ્દીન (શેખ):**—એ 'મુલ્હીકત' અને "કિતાબ-ઉલ-અનવર" એ ગ્રંથોનો કર્તા વિજાપુરનો રહેવાસી હતો. તેના આ ગ્રંથમાં હિંદુસ્તાનના સર્વ મુસલમાન સાધુઓનાં ચરિત્રો લખેલાં છે. સુલતાન અલ્લાઉદ્દીન હસન બહામનીની કારકીર્દીમાં એ ચઢતી પામ્યો હતો.

**અચીન–ઉલ–મુલ્ક** (ખ્વાજા):—દિલ્લીના સુલતાન મહુંમદ તઘલખ અને ફિરોજશાહ બારબકનો આશ્રિત એક સરદાર. એણે ઘણા ગ્રંથો લખેલા છે, તેમાં 'તરસીલ અથીન–ઉલ–મુલ્ક' મુખ્ય છે. સુલતાન અલ્લાઉદ્દીન સિકંદર સાની (૧૨૯૬-૧૩૧૬) એ મેળવેલા વિજયોનો ઇતિહાસ જેમાં છે, તે 'ફત્તેનામા' ગ્રંથ એણે લખેલો છે.

**અયુથિયાઃ**—સિયામનુ એક શહેર. ઉત્તર અક્ષાંશ ૧૪° ૨૧' અને પૂર્વ રેખાંશ ૧૦૦° ૩૨' ઉપર આવેલું છે. હાલ એ શહેર "ક્રુંગ કાવો" (જુની રાજધાની) નામથી ઓળખાય છે. મૈનામ નદીથી ઘેરાયલા એક બેટ ઉપર એ પ્રસિદ્ધ શહેરનાં ખંડીયરો માલમ પડે છે. ચારસો કરતાં વધારે વર્ષો સુધી એ સિયામની રાજધાની હતી. ત્યાંના ઘણા રહેવાસીઓ તરતાં ઘરોમાં રહે છે. એ જુના શહેરના અવશેષો પ્રાચીનવસ્તુસંશોધનશાસ્ત્રની દૃષ્ટિએ બહુ મહત્વના હોવાથી ઘણા પદાર્થસંગ્રહાલયોમાં તે રાખી મુકેલા છે. ગામની બહાર હાથી પકડવાની એક પ્રાચીન જગ્યા છે, અને હાલમાં પણ તેનો તેજ કામમાં ઉપયોગ થાય છે. એ શહેર બેંકોકથી રેલ્વે માર્ગે ૪૨ માઈલ છે. અહીંથી દરવર્ષ રેલ્વેમાર્ગે અને જળમાર્ગે બેંકોક પુષ્કળ ડાંગર ચઢે છે. અને ત્યાંથી ખેતીનાં ઓજારો તથા કાપડ આવે છે. અહીં બીજો કોઇ વેપાર નથી. સિયામના આ બાદ પ્રાંતમાં એ એક મોટું શહેર છે. અહીં હાઈકમીશનર રહે છે. પૂર્વે રાજા લોકોએ ઉનાળાને માટે બાંધેલી ઈમારતોમાં હાલ સરકારી કચેરીઓ બેસે છે.

ઐતિહાસિક દૃષ્ટિએ સિયામમાં અયુથિયા જેવું બીજુ મનોરંજક સ્થાન નથી. ઐતિહાસિક અવશેષોમાં પડી ગયેલા રાજમહેલો, દેવાલયો, કિલ્લાઓ, કોટ વિગેરે પ્રાચીન વૈભવની નિશાનીઓ મળી આવે છે. શરૂઆતના યુરોપિયન પ્રવાસીઓએ પાશ્ચિમાત્ય રાષ્ટ્રોને સયામનું જ્ઞાન આ અવશેષો પરથી કરી આપીને હાલના પરદેશી વેપારનો તથા જવાઆવવાના માર્ગનો પાયો નાખી આપ્યો. બ્રહ્મી લોકોએ આ શહેર બે વખત ઉધ્વસ્ત કર્યું; એક વખત ૧૫૫૫ માં તથા બીજી વખત ૧૭૬૭ માં, બીજી સ્વારીના વખત પછી અહિંથી સયામની રાજધાની ખસેડવામાં આવી.



પ્રથમ ભાગ સમાપ્ત